શ્રી Reg No. 137

# રાધા-રમણ પ્રેમભક્તિ

યાને

# કૃષ્ણ કિર્તન.

ભાગ ૧ લો

ભાગ ૨ જો

IV
1923

29-10-1923

આવૃત્તિ ૧ લી

કીંમત ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

શ્રી પરમ કૃપાળુ પ્રેમાસ્પદ પરમપુજ્ય

અખંડ સૌભાગ્યવંતા માતુશ્રી

આપના મ્હારા ઉપર થયેલા અગણિત ઉપકારના

રૂણમાથી કંઈ અંશે મુક્ત થવા મ્હારા યત્

કિંચિત સતકાર્ય તરીકે આ પરમપવિત્ર

'કૃષ્ણકિર્તન' નુ લઘુ પુસ્તક

પવિત્ર સેવામા અર્પણ

કરૂં છું

લિ હું છું તમારો સદાનો રૂણી

જગમોહન,

શ્રી

# રાધા-રમણ પ્રેમભક્તિ

યાને

# કૃષ્ણ કિર્તન.

(ભાગ ૧-૨)

(શ્રીરામ સપ્તાહ યુવક સમાજ માટે)

રચનાર-શા. જગમોહનદાસ નરોતમદાસ પારેખજી.
કડોદ (નાગર ફળિયુ)

છપાવી પ્રસિદ્ધ કરનાર-
રા. રા. હરિલાલ કેશવલાલ દેસાઈજી
કડોદ

સવત ૧૯૭૯. શ્રી કૃષ્ણ જન્માષ્ટમી.

(કિંમત) અમુલ્ય.

# સાંકળિયું.

---

# ➛ મ્હારિ હૃદય ભાવના. ➛

હાલના ચાલુ સમયમા જ્યાંને ત્યા નાસ્તિકપણાએ પોતાનુ સર્વોપરી બળ જમાવ્યુ છે જેથી કરીને આસ્તિકતા તો જવલ્લેજ ભાગી તૂટી નજરે પડે છે, આગળના આસ્તિકો પ્રભુના ગુણાનુવાંદ ગાવામા અને તેમા વિશેષ કરીને ભકિતરસમા આંગળ પડી ધોળ, પદ, દીપક, કેદારો, બિહાગ વિગેરે વિગેરે ભક્તિરસની ઢબના સગિતોથી આંનદ માનતા હતા. વર્તમાન સમયમા જનસમૂહને વિશેષે કરીને શૃગાર રસ અતિ પ્રિય થઈ પડયો છે તે એટલે સુધી કે કેટલાક નવયુવકો ચાલતા ચાલતા શૃગારી ગાયનો લલકારતાજ ઉમગમા જતા હોય છે મતલબકે શૃગારરસનુ પ્રાધાન્યપણુ ભોગવાય છે તેને અનુસરીને તેમા વિશેષે ખાસ કરીને શ્રીરામ સપ્તાહ યુવક સમાજ તરફની ભલામણથી ચાલુ સમયના જન સમુહને રૂચીકર લાગે એવા શૃંગારી ગાયનો પસદ કરી તે લયમા આ કિર્તનો લખી મારી અલ્પમતિ અનુસાર પ્રભુના યશોગાન ગાયા છે જેમકે " નખરાળી જોબનવાળી કોઇ બુલબુલને બોલાવો " અને " થઇ પ્રેમવશ પાતળિયા " ના લયમાજ " કમળાવર કુજવિહારી દીનાનાથ વિભુ ગિરધારી " અને " ગોવિદ કૃષ્ણ ગિરધારી " બોલવાથી ભાવે કભાવે પણ મોઢેથી પ્રભુનુ નામ સ્મરણ થાય કે જેથી યતકિંચીત ચિતવૃત્તિ પ્રભુના માર્ગમા પ્રેરાય એજ મ્હારી હૃદય ભાવના, મ્હારી અલ્પમતિ અનુસાર આ કિર્તનો લખવામા જણાતી ખામીઓને સુજ્ઞ વાચકો સુધારી લઇ ઉદારવૃત્તિથી માફી આપશે એવી આશા રાખુ છુ.

આ કિર્તનો જાહેરમા મૂકી જનસમૂહને રુચીકર બનાવવામા પરમ-સ્નેહિ રા રા ભાઇશ્રી, હરિલાલ કેશવલાલ દેસાઈ તથા દુલ્લભદાસ ત્રિભોવનદાસ ગાધીએ જે પરિશ્રમ લીધો છે તેને માટે હુ તેમનો અત કરણ પૂર્વક આભાર માનુ છુ

લી० હું છુ જનસમાજનો સદાનો સેવક,
જગમોહન.

# શ્રી રાધા-રમણ પ્રેમભક્તિ

— અને —

# કૃષ્ણ કિર્તન.

ભાગ ૧ લો.

## સ્તુતિ.

( તાલ ધ્રુપદ )

શ્રી યદુકુળ દીનકર,
શરણુ ચહુ હુ તાહાર,
કરો કૃપાળ કરૂણા આ. .શ્રી-(૧)
સુંદરજી તમ ચરણે,
ચિત્ત અરપુ હું આહાર
સહાય આપો શ્રી ધરણીધરા.. આ...શ્રી-(૨)

( ૨ )

(નખરાળી જોબનવાળી કોઈ બુલબુલને બોલાવો–એ લય.)

કમળાવર કુંજવિહારી, દીનાનાથ વિભુ ગિરધારી,
મોહન મોરલી કર ધારી, દીનાનાથ વિભુ ગિરધારી.
શેષ ભુજંગપર શયન કર્યું છે, સંગે લક્ષ્મી નારી,
નાભી કમળથી બ્રહ્મા પ્રગટયા, સાગર શોભા સારી
દીનાનાથ (૧)
ગોવરધન ગિરી કર ધરીયો, રાસ રમ્યા વિહારી,
શંખ, ચક્ર, ગદા, પદ્મ, બિરાજે, ગરૂડે કરતા સ્વારી
દીનાનાથ (૨)

( ૩ )

(થવાનુ ના થવાનુ કહે નજુમી કોણ એવો છે એ લય)

નટવર નામની નૌકા, અહી સંસાર તરનારી,
ભરોસો છે ભુદર ભારી, રટીશુ વ્રજ વિહારી,
મચ્છા રૂપ ધારીને, સંહાર્યો શંખાસુર પાપી,
કચ્છા રૂપથી પીઠે, ઉપાડયો મંદ્રાચળ ભારી,
રટીશુ વ્રજ વિહારી . ભરોસો–૧
વરાહ રૂપે શ્રી વનમાળી, પૃથ્વી પાતાળથી લાવ્યા,
નૃસિંહરૂપે અસૂર મારી, લીધો પ્રલ્હાદ ઉગારી,
રટીશુ વ્રજ વિહારી ભરોસો–૨
વામન રૂપ ધારીને, બળી પાતાળમા ચાપ્યો,
નક્ષત્રી પૃથ્વીને કીધી, શ્રી પરશુરામ બલીહારી,
રટીશુ વ્રજ વિહારી ...ભરોસો–૩

શ્રી રામચંદ્રજી રૂપે, રોળ્યો અહંકારી રાવણને,
કૃષ્ણજીએ કંસ સંહાર્યો, ગોપીજન પ્રેમહીતકારી,
રટીશું વ્રજ વિહારી ભરોસો-૪
બુદ્ધ રૂપે શાન્તીથી, કળિયુગ કૌતકો જોતા,
પ્રલય કરશો કલકી થઈ, હૃદય વસજો શ્રીઅવતારી,
રટીશું વ્રજ વિહારી ભરોસો-૫

(૪)

(કાનુડા તારી કામણુ કરનારી—એ રાગ)

મથુરા કારાગ્રહે પ્રગટયા મોરારી,
વસ્યા ગોકુળ જઇ ગિરધારી
શ્રી નંદ યશોમતી, મન આનંદ ભારી,—વસ્યા
મન આનંદ ભારી, બાળલીલા આનંદકારી મથુરા—(૧)
શ્રી યદુકુળ દીનકર પ્રેમ ભકિત પ્યારી—વસ્યા
પ્રેમભકિત પ્યારી, વિરહ ઘેલી થઈ વ્રજનારી મથુરા—(૨)
બહુ પ્યારી (૨) કનૈયા બંસી કર ધારી,
વસ્યા ગોકુળ જઇ ગિરધારી મથુરા—(૩)
કેશી વચ્છાસુર અસુરો ભયકારી,—વસ્યા
અસૂરો ભયકારી હણી માસી પુતના મારી મથુરા—(૪)
વિષધર વશ કરી કર્યું, વિષ રહીત વારિ,—વસ્યા
કર્યું વિષ રહીત વારિ, હર્યા છે ચિર શ્રી અવતારી મથુરા—(૫)
બલિહારી (૨) બાળમુકુંદ ચક્ર ધારી,
વસ્યા ગોકૂળ જઈ ગિરધારી, .. મથૂરા—(૬)

(થઈ પ્રેમ વશ પાતળીઆ એ રાગ)

ગોવિંદ કૃષ્ણ ગિરધારી,
મંગળકર માધવ મહારી ગોવિંદ—(૧)
શરદ પુનમની શુભ રજનીમા, રાસ રમ્યા મોરારી
છો રાધારમણ વિહારી મંગળ ગોવિંદ—(૨)
પાન્ડવ ધ્રુવ પ્રલ્હાદ ઉગારી,
નરસૈઈની હુંડી શિકારી,
કમળાવર કુંજ વિહારી
પ્રભુ ગોકુળમા ગૌચારીરે ગોવિંદ-(૩)

(વ્હાલા વેગે આવોરે એ રાગ)

શ્રી યદુકુળ રાયારે જશોદાજીના જાયાર
અધમોદ્ધારણ નાથ છો વિભુ
શામળિયાજી (૨) ધ્રુવ પ્રલ્હાદ વ્હારે ધાયા શ્રી-(૧)
ગોકુળીયુ ઘેલુ કર્યું અજબ બંસીનો શોર
પ્રેમ લીલા વશ સૌ થયા નટવર નંદ કિશોર
ભક્તોને વશ સુંદરો મહી માખણનો ચોર
શ્યામ વર્ણ કાયારે .. . શ્રી-(૨)
વ્રજ વૈકુંઠ બનાવીને કરી અદ્દભુત લીલા લાલ
ઇન્દ્રનો ગર્વ ઉતારીયો ધરી ગોવરધન ગોપાલ
વિષ ટાળી અમૃત કર્યું, ધરી મીરા પર વ્હાલ
અજબ તારી માયારે . . . શ્રી—(૩)

(૭)

(રાગ-વાગેશ્વરી,)

(લાગી લગન મને તારી.)

કૃષ્ણુ કૃપાળુ ગિરધારી, મોહનવર,
કૃષ્ણુ કૃપાળુ ગિરધારી, કૃપાળુ ગિરધારી
પ્રેમ ભકિત છે પ્યારી, મોહનવર
કૃષ્ણુ કૃપાળુ ગિરધારી. કૃપાળુ ગિરધારી
નારેદ, શારદ, શુક, સનકાદિક
ભજે છે મોરારી, પ્રભુતા સૌમા તારી,
અવતારી મોહનવર

(૮)

(ઓ સજની તુ કયાં રમી આવી રજની,—એ રાગ)

કરૂણાળૂ કિરતાર શરણુ રહી રટશુ
રાધેસ્યામ, સ્યામ, સ્યામ
દેવ અસુરો, રૂષી, મુની સહુ, કૃષ્ણુ કૃપાથી તરીયા,
ભીડભજન, ભગવાન દયાનિધી, સભારી ઊગરીયા
શ્રીપતિ નામ, નામ, નામ કરૂણાળુ—૧
સંસારે સરસો રહી રટતા, ચાર પદારથ પામે,
કરૂણાળુ કિરતાર કૃપાથી, જન્મ મરણુ ભય વામે
ભજતા રામ, રામ, રામ. કરૂણાળુ—૨

(૯)

(સાર આ સંસારમાં ન જોયો—એ રાગ)

શ્રીવર ઘનસ્યામ ગિરધારી, વીણાધારી મોહનજી,
શ્રીવર ઘનસ્યામ ગિરધારી ૨
બચ્યો સુધન્વા તેલ કઢાથી, પૂર્ણ કૃપા પ્રભુ તમારી,
વિણાધારી—૧
શવરી-કરમા ભક્ત વિદુર ઘર, ઊમ્યા પ્રેમ ભાવના સ્વીકારી
વિણાધારી—૨
મિત્ર સુદામા દરિદ્રતાથી, ઊગારી શરણ લીધો મોરારી.
વિણાધારી—૩
અંબરિષ શરણે દુર્વાસા મોકલી, ભક્તોની લાજ તે વધારી
વિણાધારી—૪
ભીડભંજન છો નાથ દયાળુ, શરણે રાખો શ્રી અવતારી,
વિણાધારી—૫

(૧૦)

(માલીક સહુના શ્રી જગનાથ ચાલુ રાગ)

ગિરીધર ચરણ કમલ સુખ દામ,
અખીલ વિશ્વનો તુ છે ત્રાતા,
શ્રીપતિ રાધે સ્યામ (૨) ગિરીધર . ૧
ભુદરજી ભક્તો વશ થાતા
ગરૂડારૂઢ થઇ વ્હારે જાતા

૧૦૮-૫૮



જય શ્રી કૃષ્ણ જગતાત કૃપાળુ, સમરો શ્રીવર નામ
ત્રાતા શ્રીપતી રાધેશ્યામ (૨) ગિરીધર. ૨
શુદ્ધ ભાવ શ્રદ્ધાથી રટી, શ્રી નાથજી શરણે રહ્યો,
ગાઇ ગુણ ગોવિંદજીના, ગજ ગજેન્દ્ર તરી ગયો,
જયશ્રી કૃષ્ણ જગતાત કૃપાળુ, સમરો શ્રીવર નામ,
ત્રાતા શ્રીપતી રાધેશ્યામ (૨) ગિરીધર ૩

( ૧૧ )

( રાગ—માઢ. )

મધૂસુદન દેવ મોરારી, ગિરીવર ધારી છે ઘનશ્યામ
શેષ ભુજંગપર શયન કર્યું છે, સાગર શોભા અપાર,
નાભી કમળથી બ્રહ્માજી પ્રગટયા, સંગે છે લક્ષ્મીનારરે
પ્રભુ સંગે છે લક્ષ્મી નાર મધૂ ૧
શંખ, ચક્ર, ગદા, પદ્મ બિરાજે, શોભે તિલક કપાળ;
દીપે ચતુર્ભુંજ મોહન મુરતી, ધરી છે વૈજ્યતી માળરે
પ્રભુ ધરી છે વૈજ્યતી માળ મધૂ. ૨
મોર મુગટ ને કાને કુંડળ, કેશરી જામો અંગ,
પિત પિતામ્બર ધારણ કીધું, ગરૂડજી પણ સંગરે
પ્રભુ ! ગરૂડજી પણ સંગ મધૂ ૩
વાંશલડીના મધુરા નાદે, કર્યું ઘેલુ ગોકુળ ગામ
નાગ ફણા પર નૃત્ય કરતા, જય જય રાધે સ્યામરે
પ્રભુ જય જય રાધે સ્યામ મધૂ . ૪

( ૧૨ )

(પતી વિના પ્રેમદાના મનનાં પુરાય ક્યાંથી કોડ એ રાગ.)

સુંદર શ્યામ શરીર વિહારી, જય રાધા વર કહાન, પ્રભુજી
ગોવરધન આગળીએ ધરીયો, મુરલીધર ભગવાન (૨)
યદુકુલમા જન્મ લઇને,
ઊછર્યાં ગોકુળ આહીર થઇને,
બાધે કામળી લાકડી લઈ, ગાયો ચારી ગુણવાન—ગોવરધન
શખ ચક્ર ગદા પદ્મ બિરાજે
મોર મુગટ ધરીઓ મહારાજે.
કેશરી જામો ને પીતાબર માળા કુડળ કાન—ગોવરધન
નાગ ફણાપર નૃત્ય કરતા,
યમુના ત્રટપર રાશ રમતા,
મદનમોહન ભવભય હારણુ, શ્રીવર કૃપા નિધાન—ગોવરધન

(૧૩)

(જરા કહોજી સાંવરીયા શાં જાદુ કર્યાં—એ રાગ)

સદા સ્નેહે સમરશુ, શ્રીનાથજી નામ,
શ્રીજીનામ, જય રાધે સ્યામ—સદા સ્નેહે
યદુકુળમા જન્મ લઇને, ઉછર્યાં આહીર થઈ,
લઇ લાકડીને કામળી, ધેનુ ચરાવી વન જઇ,
પરમપ્રિય વાસળીના નાદથી, મન વશ કર્યાં વ્રજવાસીના
અસુરો અનેક સહારીને, લીધા પ્રાણુ પુતના માસીના—સદા સ્નેહે.
શખ-ચક્ર-ગદા, અને પદ્મ ચતુર્ભુજ ઓપતા,

જામો મુગટ કુંડળો, માળા પિતાંબર શોભતા,
ગરૂડ આરૂઢ થઇ દોડી જઈ, પ્રિય ભકતોના ભય ટાળિઆ,
તાર્યું છે ગોકુળ ગામડુ, સહુ ગોપિઓ ને ગોવાળિઆ,—સદા સ્નેહે.

(૧૪)

રાગ સોરઠ.

( હુ ભજન કરીશ હરીનુ—એ લય )

ચિત ચરણુ કમળ અરપુ, શ્રી ધનશ્યામ,
ભારી ભરોસો ભૂદર તમારો, શરણે રાખો શ્રીમોરારી–ચિત.
ભકતોને કારણ પ્રેમથી, ગરૂડે ચઢી ઝટ આવતા,
છો પ્રણુતપાળ દયાળ નટવર, સ્નેહ ધારી ઉગારતા,
સહુ ગુણુ ગાતા આપના, શભુ–નારદ–સુરપતી,
છે અકળ શકિત આપની, ક્યમ પાર પામુ શ્રીપતી–ચિત

(૧૫)

( ધીમા ધીમા ચાલો મારા પ્રાણુરે–એ રાગ )

ભજો ભાવે શ્રીવર ધનશ્યામરે
ગિરધારી ગોવિંદ અવતારી પ્રભુ,
વિણુધારી વિભુ, જય કહાનરે—ભજો
અમૃત પાવા દેવને, ધર્યું મોહિની રૂપ,
અધર્મને સહારતા, સૃષ્ટિ પાળક ભુપ
દડો લેવા ઝપાવ્યુ છે જળને વિષે
સ્વારી કીધી છે સપ કાળીને શીશે
વ્રજ વાસીનુ વ્હાલ અતિસે દીસે
જય કહાનરે . . ભજો

(૧૬)

(ખુને જીગરસે પીતીરે એ રાગ)

જયનદન કુવર વ્રજલાલારે ગિરધારી રાધે શ્યામ
વ્રજવાસીને અતિ વ્હાલારે ગિરધારી રાધે શ્યામ
છો રાધા રમણ રૂપાળા કઠે વૈજ્યતી માળા
પત રાખો પારથ સાળા રે ગિરધારી—(૧)
કમળાવર કુંજ વિહારી કરધારી બંસી પ્યારી
લીલા અજબ વિસ્તારી રે ગિરધારી—(૨)
ગિરી ગોવર્ધન કર ધારી, દીધો ઇદ્રનો ગવ ઉતારી
જય રાધાવર બલિહારીરે ગિરધારી—(૩)
બસી અધર પર ધારી ફણીધર પર કીધી શ્વારી
પ્રભુ સુદર શ્યામ વિહારીરે ગિરધારી—(૪)
અનેક અસૂરો સહારી માસી પુતનાને મારી
પ્રભુ ગોકુળમા સૈચારીરે ગિરધારીરે—(૫)
નવધા ભકિત ઉર સ્થાપો ગુન્હાની માફી આપો
જગમોહન સકટ કાપોરે ગિરધારી—૬

(૧૭)

(બલીહારી ગસીયા ગિરધારી એ રાગ)

ગિરધારી શ્રીધર બસી પ્યારી ધન શ્યામ હો
વ્રજલાલા ધરણીધર વ્હાલા
સુદર ભવ તારશોજી

પધાર્યા વિદુરને ફળિયે, સુદામાની ઝુંપડીયે
કુબજાને તારી છે સામળિયે ઘનશ્યામ ૧
પ્રલ્હાદ જનને પાળી, સ્થંભે પ્રગટયા વનમાળી
કીધો શંખનાદ ધ્રુવને ભાળી ઘનશ્યામ ૨
પાન્ડવના કષ્ટો કાપી નરશઇને સહાયો આપી
ગજેંદ્રની ભક્તિ ઉરમા સ્થાપી ઘનશ્યામ ૩
વિષ ટાળી અમૃત દીધુ આપ નામ સાચુ કીધુ
મીરાએ ચરણામૃત કરી લીધુ ઘનશ્યામ ૪
જોઇ લીલા તમારી ભરૂસો જગને ભારી
શરણે રાખોને શ્રી અવતારી ઘનશ્યામ ૫

(૧૮)

## (શુ કહુ કથની મારી રાજ—એ રાગ)

શ્રીવર કુંજવિહારી કહાન, શ્રીવર કુંજવિહારી
નંદકુવર બંસીધર કહાન, શ્રીવર કુંજવિહારી
યદુકુળમા જન્મ લઇને, આહીર થઇ ઊછરીયા,
પ્રેમ લીલાથી વ્રજ વશ કરીને, અનેક અસુર સહરિયા
કહાન—શ્રીવર—૧
ગોવરધન આગળીયે ધરીને, ઇંદ્રનો ગર્વ ઉતાર્યો
બારમે વરસે મથુરા આવી, મામા કંશને માર્યો,
કહાન—શ્રીવર—૨
સોળ સહસ્ર સ્ત્રી શુ રમતા, આયા આજ્યપવિસ્તારી
નૌતમ લીલા નિત્ય કરતા, છેલા ગણના આધારી
કહાન—શ્રીવર—૩

સુંદર મધુવન ધેનુ ચરાવે, શ્રી હરી હલધર વિરા.
આપ શરણુની ઇચ્છા રાખે, સેવક પ્રેમી અધિરા

કહાન—શ્રીવર—૪

(૧૯)

(રાગ—દીંડી)

જગતનાથ શરણુ રાખીને ઊગારો
ગરૂડગામી ઇશ આશરો તમારો
મોહન આવીને મથુરા કંસ માર્યો—રે—
હરી રૂપ લઈ ગજેન્દ્રને ઊગાર્યો
નરસીંહ રૂપથી પ્રલ્હાદ ભકત તાર્યો
દારૂણુ યુદ્ધ થકી સર્પ કાળિ હાર્યો
સમુદ્ર મથન કરી રત્ન ચૌદ લીધા—રે—
નફ્ટ અસુરોને મધપાન દીધા
રોમ રોમ આપ નામ લેહ લાગી
તમ સાથે પ્રભુ પ્રેમ જ્યોત જાગી
મધુર મોરલીનો નાદ અતિ ભાવે—રે—
દાસી વ્રજ વનિતા ઘેલી થઈ આવે
સહુ સુર મળી રત્ન વહેંચી દીધા
પારિજાતક ને લક્ષ્મિ પોતે લીધા.
રે! શું કહું હું ગુણુ સહુ વિસ્તારી—રે—
ખબર પડતી નથી જગુને તમારી
જીતી અસુર સહુ, ભકતની ભીડ ભાગી
કરગરી લળીં છું આપ સહાય માગી

ડોલતી દુનીઆ મહીની દાઝ ધારો —રે—
દયાળુ મને ભરૂસો છે તમારો

( ૨૦ )

( ભૂદર ના ભરમાવો રે—એ રાગ )

શામળો મારો છે સુકાનીરે, આ ભવસાગરમા,
શામળો મારો છે સુકાની
સુરની વિનતી ઉર ધારી, મધુવન પહોચ્યા મોરારી,
ધ્રુવને પોતાનો લીધો માની રે આ ભવ ૧
નરશઇની હુંડી શિકારી, મીરા ભક્તિથી તારી,
ભૂદર ભીડ ભાગો કદર પીછાનીરે આ ભવ ૨
પ્રલ્હાદ પણ સ્વીકારી, સ્થભે પ્રગટયા ગિરધારી,
શરણાગત જગુને નથી કાઇ હાનીરે આ ભવ ૩

(૨૧)

( નાનકડી નાજુક નાર—એ રાગ )

જય સુદર સ્યામ શરીર, મોહન મોરારી,
મણીચોર સુભદ્રા વીર મોહન મોરારી
વિભુ વ્હાર કરીને ચીર પુર્યાં છે શામળા,
ભકતોની વ્હારે જાઓ થઇ ઉતાવળા ગિરીવરધારી જય
વિભુ વિષધરને વશ કીધો જળ ઝપાવીને
બહુ અસુર નિકદન કીધા, અવનિ આવીને,
ગિરીવરધારી .જય ૨

(२२)

**( સૂરજ ઉગ્યો ને અસ્ત થયો એ રાગ )**

વેણુનાદ મધુરો ગાજી રહ્યો, સુણી ગોકુળ ગોપી મોહ થયો
રાધા ! ક્યા છુપાયો કાનુડો
હુ પણ ઘેલી થઇને હરૂ ફરૂ, પ્રિતમજી પાછળ હુ ગમન કરૂ
ચાલો ! ક્યા છુપાયો કાનુડો વેણુ ૧
ગોપી ચાલી સહુ હસતી રમતી, સર્વે કુજગલી દ્રષ્ટિ કરતી,
શોધો ! ક્યા છુપાયો કાનુડો વેણુ ૨
સૌ મળી યમુનાજીને વિનવતા કદળી દ્રુમ કને જઈ કરગરતા
જુઓ ! ક્યા છુપાયો કાનુડો વેણુ ૩
નદ કિશોર સ્તુતિ સૌ ઉચરતી, બહુ અથડાઈ નયને જળ ભરતી,
કાળો ! ક્યા ગયો કામણગારો વેણુ ૪
વિનતી વિભુવર ઉરમા ધરતા, સરવે હરખાયા મોહન મળતા'
આવો ! આ ઉભો છે કાનુડો વેણુ ૫

(૨૩)

**( નાથ કેસે ગજકો બધ છોડાયો—એ રાગ )**

વિભુ કમળાવર કુજ વિહારી, રાધા કૃષ્ણ રટો સુખકારી—વિભુ
શેષ-ભુજગપર શયન કર્યું છે, સગે લક્ષ્મી નારી,
નાભી કમળથી બ્રહ્મા પ્રગટયા, સાગર શોભા સારી—વિભુ ૧
શવરી કરમા ભક્ત વિદૂર ઘર, ભાવે જમ્યા પ્રેમધારી,
વિષ પલટાવીને અમૃત કીધુ, મીરા—અહલ્યા તારી—વિભુ ૨
ગોવરધન આગળીયે ધરીયો, ગોકુળમા કૌચારી,
શખ, ચક્ર, ગદા, પદ્મ, બિરાજે, ગરૂડે કરતા સ્વારી—વિભુ. ૩

સુધન્વા-સુરદાસ ઉગાર્યા, મદનમોહન મોરારી,
હરિશ્ચંદ્ર-અંબરિષ-અમરની, રાખી સુંદર પત ભારી—વિભુ. ૪
પાન્ડવ, ધ્રુવ, પ્રલ્હાદ ઉગારી, નરસિંહની હુંડી શિકારી
યમુનાને તીરે રાસ રમ્યા પ્રભુ, રાધા-રમણ વિહારી—વિભુ ૫
દાસ જગુને શરણે રાખી, દ્યો નિતી વ્રજ વિહારી,
હૃદયકમળ વસજો પ્રભુ વ્હાલા, રાખજો પત અમારી-વિભુ ૬

(૨૪)

( ઠગી અને ઠગી—એ રાગ )

છોગાળા ગિરધારી, પ્રભુજી બંસી પ્યારી,
મોહનજી રાધે શ્યામ
વ્રજ વનિતાના, પ્રાણજીવન છો,
સુણી રાધાનું ગાન
શોભે બંસીનું તાન,—શોભે શોભે
શોભે બંસી સારી, છોગાળા ગિરધારી (૨)
મોહનજી રાધે શ્યામ

ગોકુળિયું ઘેલું કર્યું, મહી માખણના ચોર,
બે માના બે બાપના, જય જય નંદકિશોર.
સુણી રાધાનું ગાન,
શોભે બંસીનું તાન, શોભે શોભે
શોભે બંસી સારી, છોગાળા ગિરધારી (૨)
મોહનજી રાધેશ્યામ.

## આરતી

જયદેવ જયદેવ જયરાધા રમણા પ્રભુ શ્રી રાધા રમણા
નટવર નંદ દુલારા (૨) જય પાતક હરણા        જયદેવ ૧
કમળ નયન શ્રીપતી પુરૂષોત્તમ પ્યારા, પ્રભૂ પુરૂષોત્તમ પ્યારા
કુંજ વિહારી દયાળુ (૨) અગણીત ગુણુ તારા       જયદેવ ૨
સહસ્ત્ર ફેણુ વિરાજે ક્ષીર સાગર સાચી, પ્રભુ ક્ષીણુ સાગર સાચી
નાભીથી બ્રહ્મા પ્રગટયા (૨) સંગે શ્રી નારી       જયદેવ ૩
શંખ ચક્ર ગદા પદ્મ ચતુર્ભુંજે ધારી પ્રભુ, ચતુરર્ભુંજે ધારી
પીત પિતાંબર માળા (૨) વૈંજ્યતી સારી        જયદેવ ૪
જામો મુગટ કુંડળ મધુર વિણાપ્યારી, પ્રભુ મધુર વિણાપ્યારી
યમુના ત્રટ પર ખેલત (૨) રાસ લીલા સારી       જયદેવ ૫
ગોવરધન તોળ્યો ગોકુળ ગૌચારી, પ્રભુ ગોકુળ ગૌચારી
ઈંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જયજય ગિરધારી        જયદેવ ૬
શ્રી હરી જાદવરાયા ત્રિભુવન સુખકારી, પ્રભુ ત્રિભુવન સુખકારી
જગુ મન મંદિર વસજો (૨) જયજય અવતારી     જયદેવ ૭

**(ભાગ ૧લો સમાપ્ત.)**



# (શ્રી રાધા રમણ પ્રેમભકિત ભાગ ૨ જો)

( ૨૬ )

( ચાલ હવે ચાલ વ્હેલી વ્હેલી એ રાગ. )

ગોવિંદ કૃષ્ણ ગિરધારી, ભજો મન ગોવિંદ કૃષ્ણ ગિરધારી
મોહન મોરલી ધારી, ભજો મન ગોવિંદ કૃષ્ણ ગિરધારી

પ્રભુ રાસ રમ્યા યમુના તીરે
કર્યો ઘા મથુરા જઈ કંશ શીરે ગોવિંદ .. ૧
પડે પાય ગોપી સહુ પ્રેમ ધરી,
હર્યાં ચિર દીઓ પ્રભુ વ્હાલ કરી ગોવિંદ ૨
સુણી નાદ બંસીનો હીતકારી,
મળ્યા ગાય ગોપી સ્થભ્યા વારિ ગોવિંદ ૩

( ૨૭ )

( રાગ—હિંડોળ )

શ્રીપતી ઝૂલે મદન ગોપાળ, હિંડોળે આ !
ઝૂલાવે છે જશોદા બાળ, હિંડોળે આ !

ફુલનીરે ગાદી, ફુલના તકીઆ, ફુલ મય દોરી રસાળ, શ્રીપતી . ૧
કેશરી જામો, મોર મુગટ શીર, ધરી વૈજ્યતી માળ, શ્રીપતી . ૨
મનહર મુરતી સુંદર શોભે, બંસી કર ગ્રહી લાલ, શ્રીપતી...૩
સ્નેહે ઝૂલાવે શ્રીવરને સૌ, આણી અંતર વ્હાલ. શ્રીપતી;..૪

(૨૮)

(રાગ–ભેરવી ગઝલ)

## (હવે તુ જો જરા જાગી—એ રાગ)

ભકત કારણ પ્રેમથી, ગરૂડે ચઢી ઝટ આવતા,
છો પ્રણુતપાલ દયાળ નટવર, સ્નેહધારી ઉગારતા,
ગુણુ ગાય નારદ શેષ શારદ, શંભુને સહુ સૂરપતી,
છે અકલ મહીમા આપનો કયમ પાર પામુ શ્રી પતિ
કૃપાળુ કુંજવિહારી
વિભુ, અધમ ઊદ્ધારી, પૂતના મારી
દયાનિધી દેવ મોરારી—કૃપાળુ—
મચ્છા રૂપ ધારીને મહાર્યો શંખાસુર પાપી,
કચ્છા રૂપથી પીઠે ઊપાડયો મંદ્રાચલ ભારી—કૃપાળુ— ૧
વરાહ રૂપે શ્રી વનમાળી, પ્રથ્વી પાતાળેથી લાવ્યા
નરસિંહ રૂપે અસુર મારી, લીધો પ્રલ્હાદ ઊગારી—કૃપાળુ—૨
વામન રૂપ ધારી, બળી પાતાળમા ચાંપ્યો,
નક્ષત્રી પૃથ્વીને કીધી, શ્રી પરશુરામ જયકારી—કૃપાળુ ૩
રામચંદ્રજી રૂપે, રોળ્યો અહંકારી રાવણને,
કૃષ્ણજીએ કંશ સંહાર્યો, ગોપીજન પ્રેમ હીતકારી—કૃપાળુ ૪
બુદ્ધા રૂપે શાન્તીથી, કળિયુગ કૌતકો જોતા,
પ્રલય કરશો કલકી થઈ, હૃદય વસજો શ્રી અવતારી—કૃપાળુ ૫

## (૨૯)

### ( રાગ–કાલીંગડો જખ દીલ ન કાબુમે—એ રાગ )

યમુનાજીને તીર વ્હાલો, બંસી બજાવે,
કનૈયો ધેનુ ચરાવે (૨)—યમુના ૧
ગોપી આવી લેવા નીર, મોહન તાન લગાવે,
કનૈયો વચ્છ નચાવે (૨)—યમુના ૨
હરિ લઈ ચીર, કરનૈપર નાદ ગજાવે,
કનૈયો ! બંસી બજાવે (૨)—યમુના ૩
હેતે હરિ હળધર વિર, પ્રેમ લીલા ભજાવે,
કનૈયો ગાન સુણાવે (૨)—યમુના ૪
પ્રભુ પાછા દીયો ચીર, વીનવી વ્હાલ જણાવે,
સહુ મળી કહાન મનાવે (૨)—યમુના ૫

## ( ૩૦ )

### ( ગઝલ–ઠેકાની ચાલ )

યમુનાને તીર વ્હાલો, બંસી બજાવે, કનૈયો! બંસી બજાવે
ધ્વની સુણી ધેનુ ધાતી, ગોપી આવી મદમાતી,
મોહન મુરતી મલકાતી, ધેનુ ચરાવે—કનૈયો ૧
ચરતા હરણી હરખાતી, વેલી નવ પલ્લવ થાતી,
સુદર મુરતી મલકાતી, તાન લગાવે—કનૈયો ૨
મોર કળા રૂડી દેખાતી, આનદ હેલી ઉભરાતી,
મનહર મુરતી મલકાતી, વચ્છ નચાવે—કનૈયો ૩

(જોઈ માયા મોટા મોટા ભરમાયા મળતો રાગ)

બસી—વાલા હૃદય કઠોર કાકરીયુ

વ્રજના લાલા ગોકૂળીયુ શા વાકે પરહરીયુ   રે   મસીવાલા

અકરૂરજી કુર બની આવ્યા

નદજીને શુ સમજાવ્યા

કપટ કરીને હમહી મન હરિયુ   રે બસીવાલા ૧

જગોદ આક્રંદ બહુ કરતા

કાનુડા જ્યેપર હરતા

ઠગાઈ કરીને અતરને છેતરીયૂ   રે બસીવાળા ૨

મથુરા જઇ વનમાળી

ગોકુળ ના જોયુ ભાળી

મનમાહી શુ ધારી હૈયામા ઓછૂ ધરિયુ   રે બસીવાળા ૩

ગોરશ માટે કોણુ ફરશે

નૌતમ લીલા કોણુ કરશે

પ્રભુજી દરશન વીણુ આ દીલડુ છે અધિરીયુ

આવી પ્રભુ આનદ સ્થાપો

ગુન્હાની માફી આપો

આપના ચરણુમા હમો એ ચિતડુ ધરિયુ   રે બસીવાળા ૫

# શ્રી રામ વનલીલા

(ઘુઘટ કે ખોલ્ ખોલજો એ રાગ )

રટીશુ સીતા રામને
ભવ બંધીથી ઉગરવારે ભજશુ શ્રી રામને
રટીશુ સીતા રામને

દીધા અનેક અસુરો સહારી વાનર સૈન્યા ભારી
બળવતા મારૂતી ભજતા શ્રી રામને રટીશુ ભવ ૧
શલ્યાથી અહલ્યાને ઉગારી પચવટી સુખકારી
સવરી બાઈ સ્નેહથી જપતી હદયે રામને રટીશુ ભવ ૨
વનવસી રામ આનદ કરે છે લક્ષ્મણ નિરાહારી
સગે છે સીતા નારી રટતી પુરણ કામને રટીશુ ભવ ૩
સુર્પનખા હેતથી ભાળી કપટ રૂપ નિહાળી
નાસીકા કર્ણ કાપી કાઢી કપટી ભામને રટીશુ ભવ ૪
મરિચી મૃગ બનીને આવ્યો રાવણ અલખ જગાવે
સીતા ઉપાડી આવ્યો કપટી ફાવ્યો કામને રટીશુ ભવ ૫
મૃગ મારી પચવટી નીહાળી ન મળે સીતા નારી
મુરછીત શ્રી રામજી થયા સભાસી નામને રટીશુ ભવ ૬
શોધ કરી બહુ ફરી ચોપાસે મળ્યો જટાયુ પખી
લેઈ ગયો અહકારી સીતા રટતી રામને. રટીશુ ભવ ૭

શોધ માટે સુગ્રીવ હણી કરી વાલી સંગ મિત્રાઇ
બળવતા મારૂતી કુધા કરવા કામને રટીશુ ભવ ૮
શોધ મેળવી લંકા જઇને, જોયુ નજરે ભાળી,
અશોક વનમા રડતી સીતા રટતી રામને–રટીશુ ભવ ૯
રામ નામ લઈ સમુદ્ર કુદી, આવી મારૂતી કહે છે,
સીતાજી જોઈ આવ્યો, ચાલો કરવા કામને—રટીશુ ભવ ૧૦
રામ નામથી પથ્થર તારી, પાજ સમુદ્રે બાંધી,
લંકા જઇ અંગદ ગયા, વિષ્ટિના કામને—રટીશુ ભવ ૧૧
અહંકારી રાવણુ રણુ રોળ્યો, વિભીષણુ કરીયો રાજા,
સીતાજી સ્નેહથી, ચરણે લાગ્યા શ્યામને—રટીશુ ભવ ૧૨
વનવાસી અયોધ્યા પધાર્યા, આનંદ મંગળ થાએ,
વસતા સૌ ભાવથી, ભરોશે સીતારામને—રટીશુ ભવ ૧૩

## શ્રી શંકર સ્તુતિ.

( કોઈ બુલબુલને બોલાવો—એ રાગ )

શિવ હરહર ત્રિપુરારી ભોળા નાથ વિભુ વિષધારી
અર્ધાંગે ઉમીઆ નારી ભોળા નાથ વિભુ વિષધારી
શિશ જટામા ગંગા બિરાજે કરમા ત્રિશૂળ ધારી
અંગે સર્પ શણુગાર ધરીને નંદી કરતા સ્વારી ભોળાનાથ ૧
અબધૂત વેશે અલખ નિરંજન પિશાચ સૈન્યા ભારી
ગિરી કૈલાસે વાસો વસતા ત્રિનેત્ર શોભા સારી ભોળાનાથ ૨

## શ્રી શંકર–ભીલડીનો સંવાદ (ગરબો)

( હરિ તમ વિના અમનેરે—એ રાગ )

ભોળો ભસ્મનો ભોગીરે, દીગબર ઉમીયાપતી,
વ્હાલો જન્મનો જોગીરે, જટામા ગગા સતી—ભોળો
અદ્દભુત વેશ અલખતણો, થયા નદી સ્વાર,
ભીષ્મ પ્રતીજ્ઞા મન ધરી, જાતા વન મોઝાર,
શણુગાર છે સર્પનોરે, ત્રિનેત્રની શોભા અતી—ભોળો ૧
ભીલડી રૂપ ધારણ કર્યું, તપ કરવાને ભગ,
ગૌરી-ગુણનીધી આગળે, માડયો નૃત્ય પ્રસગ,
જોગી-ભોગી બનાવ્યારે, સગે નાચ્યા નાથ રતી–ભોળો ૨
વરદાન મળ્યુ અલખથી, ગગા–ગૌરી–ધર કાજ,
હુ પટરાણી પ્રેમદા, મને ગમશે નહીં આ રાખ,
કાઢી નાખુ હુ રાખનેરે, બનાવુ કૈલાસ સતી—ભોળો ૩
ભય ના ધરતો ભામની, ભીલ તણો મહીમાય,
ત્રિશુળ શ્વાદ ચખાડતા, ભાલા મૂકશે ભાય,
જોગી ભોગી બનીનેરે, રમ્યા રસ રગ રતી—ભોળો ૪
ભીલડી રૂપ પલટાવીને, ગૌરી રહ્યા કરજોડ,
ક્યા પટરાણી પ્રેમદા, ધર કાજે અમ જોડ,
કોણ ! પા રવતીરે, શરમાણા શીવ અતી—ભોળો ૫

## વેરાઈ માતાની આરતી.

જય દેવી જય દેવી વેરાઈ મહાકાળી,
મા વેરાઈ મહાકાળી
તુળજા ચાચર બળી અંબા રૂપાળી જય દેવી ૧
તાપી તીરે દતાઈ મા મારી હીંગળાઈ,
મા મારી હીંગળાઈ
સીધવઈ દેવકી માતા, મહાલક્ષ્મી બાઈ જય દેવી ..૨
દેવળ લાલ ગુલાલ, ધુપ દીપે શોભે
મા ધુપ દીપે શોભે
ચાદલો ચુડી ચણીઓ, ચુદડી બહુ ઓપે જય દેવી .૩
પુષ્પ તણો વરસાદ, વાળી બહુ સારી
મા વાળી બહુ સારી
અસૂરો બહુ સહાર્યા, કર ત્રિશુલ ધારી જય દેવી .૪
નવરાત્રીના દીવસો તમને બહુ પ્યારા
મા તમને બહુ પ્યારા
નાગર કુળિએ વસતા, વેરાઈ મા મારા જય દેવી . .૫
કરૂણાળુ મહાશક્તિ, અનુપમ રૂપ ધરતી
મા અનુપમ રૂપ ધરતી,
અમી નજરથી ભાળી, તું રક્ષણ કરતી જય દેવી .૬

જગમોહન કહે છે, આરતી જે ગાશે
આ આરતી જે ગાશે,
ભવ ભય સંકટ ટાળી મા પરસન થાશે  જય દેવી . ૭

## માંડવીનો ગરબો

સરસ્વતી માતને વીનવુ ને ગણપત લાગુ  પાયરે
મંડપપુરીનો ગરબો ગાતા ઉર ઉમંગ ન માય—ગરબો માડવીનો
સુણો થઈ સહુ સાવધાન અવસર આનંદનો
રજવાડાનુ શહેર હતુ ને ફરતો કીલ્લા કોટરે
ચાર દરવાજા બાર બુરજપર તોપોના ગોટમગોટ
ગરબો માડવીનો  ૧
રાજમહેલની રચના સુંદર તાપીતટ પર આવ્યો રે
શહેરની ફરતી ખીણ હતી માટે ન ફાવે શત્રુ આવ્યો
ગરબો માડવીનો ૨
વળી શહેરની રચના કેરી લાંબી ઘરની હારોરે
વચ્ચે સડક પથ્થરની છે બહુ કુવા મોટી વાવો
ગરબો માડવીનો  ૩
દેવો સહુ અમીદષ્ટિ દે છે કરે રક્ષણ ચોમેરરે
સહાય કરે છે દશે દિશામા કુદરતની પણ મહેર
ગરબો  માડવીનો  ૪

ઉત્તરે મા અબાજી બિરાજે દક્ષિણે મહાલક્ષ્મીરે
પૂર્વે બેઠા સિંધવઇ માતા પશ્ચિમે કાળકાની દ્દષ્ટિ

ગરબો માડવીનો ૫

ઉત્તરમા વધુ સહાય કરેછે, રામેશ્વર મહાદેવ રે,

દક્ષિણે જોગેશ્વર કહીયે, પૂર્વે બિલકેશ્વર

ગરબો માડવીનો ૬

પશ્ચિમમા અગ્રેસર દેવા, રક્ષણ કરે દડી મેરરે
રામચદ્ર રણછોડ વિહારી અતિ નીલકઠની મહેર

ગરબો માડવીનો ૭

દયા કરી દયાલેશ્વર બેઠા, આગળ છે હનુમાન રે,
આપી નારાયણ મૂકી આગળ (કાસી) વિશ્વનાથ પુરે મન કામ

ગરબો માડવીનો ૮

દયા કરી શ્રોતાઓ સજ્જન, કોઈ મા દેશો ખોડરે,

જગમોહન કહે માની લેજો, જય જય શ્રી રણછોડ.

ગરબો માડવીનો ૯

સુણો થઈ સાવધાન અવસર આનદનો



( ૩૨ )

( જમુનામે બજ રહી બાંસુરીયાં એ રાગ )

ગિરધારી લેજો ઉગારી
લ્યો ઉગારી, વ્રજ વિહારી
ગિરધારી .

ગોકુળચંદ્ર, યદુકુળ દીનકર,
કર ધારી મુરલી પ્યારી
ગિરધારી ૧

ભીડ ભજન ભગવાન દયાનિધિ,
શરણે રાખો અવતારી
ગિરધારી . ૨



**अपत्रस्य गृह शन्य तथा गृह रत्नानि बालका ।**

અર્થાત્ વાંઝીયાનુ ઘર સ્મશાન વત્ છે કારણ બાળકો ઘરના રત્ન છે જેમ જગતમા સૂર્ય તેમ ઘરમા પુત્ર પુત્ર વિના અધારૂ છે તેથી જો તે અધારામાથી ઘરમા પ્રકાશ કરવો હોય તો અનેક ઘેર પારણા ઝુલતા કરનાર રતિલાલ કેશવલાલ દેશાઇને મુ કડોદ તા બારડોલી જીલ્લા સુરતમા મળો યા લખો કે જેણે મહાત્માઓની પ્રસાદીથી અનેક ઘેર પારણા ઝુલતા કર્યા છે તેમજ ભગંદર, નાસુર, વિસ્ફોટક, પરમો, ચાંદી, ટાકી નેત્ર ( આખ ) આકડી, સંગ્રહણી દમ, ક્ષય નપુશકના અને રક્તપીત્ત વિગેરે જેવા રોગો માટે પણ તરતજ મળો યા લખો

પરદેશી દવાના ઢીચારા પીને શરીરની વિશેષ હાનિ કરવા કરતા સ્વદેશી વનજડી અને વનસ્પતિમાથી બનાવેલી ઉત્તમ અને સચોટ દવાનો એક વાર અનુભવ લ્યો ને ખાત્રી કરો કે ઉત્તમ કોણ, સ્વદેશી કે વિદેશી

સરનામુ

**રતિલાલ કેશવલાલ દેશાઈ.**

મુ કડોદ તા બારડોલી જી સુરત

# આગ અને જીંદગીનો વીમો

## ઉતરાવનારાને માટેજ

આગથી રક્ષણ મેળવવા વીમો ઉતરાવનારા મકાનના માલેકો અને જીંદગીનો વીમો ઉતરાવી પોતાના કુટુંબને નિર્વાહનું યથેચ્છ સાધન પુરૂં પાડવાની ખાએસ રાખનારાઓ તમારા તેવા વીમા બીજી કંપનીઓમા ઉતરાવવા આપતા નીચેને સ્થળે જરૂર મળો કેમકે બીજી કંપનીઓ કરતા કાંઈક ફાયદોજ થશે

**એચ કે. દેશાઈ એન્ડ કો.**

ફાયર એન્ડ લાઈફ ઈન્સ્યુરન્સ એજન્ટસ

નો નાગર ફળીઆ કડોદ.

સુરત લીમડાચોક પટવાશેરીમા "શ્રી હરિ-હર" પ્રી
હરીલાલ મગનલાલે છાપી અને પ્રકાશક હરિલાલ
કેશવલાલ દેનાઈજીએ કડોદ ગુજરાતમા પ્રસીદ્ધ કરી